

પરબ્રહ્મ શ્રીકૃષ્ણના અનન્ય ભકત
અને કવિ વર્ય દયારામ કૃત,

# ભકિત પોષણ.

છપાવી પ્રકટ કરનાર,
ગોસ્વામિ શ્રીગિરધરલાલજી
સુરતવાળાના સેવક
રણછોડદાસ વરજીવનદાસ.

મુંબઈ.
મુલ્ય અમુલ્ય.
જયશ્રી કૃષ્ણ

સંવત ૧૯૬૯ — સને ૧૯૧૩.
આવૃત્તિ ૨ જી. — પ્રત ૫૦૦૦.

શ્રી સત્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ પ્રેમચંદ નહાલચંદ
તથા ડાહ્યાભાઈ સાકરાભાઈ ગાંધીએ છાપ્યું.
ઠે. ખાડીયા—અમદાવાદ.



જે પરમ શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત
એવા કવિ વર્ય દયારામ હતા,

# ભક્તિ પોષણ.

છપાવી પ્રકટ કરનાર,
ગોસ્વામિ શ્રીગિરધરલાલજી
સુરતવાળાના સેવક

**રણછોડદાસ વરજીવનદાસ.**

મુંબઈ.

**મૂલ્ય અમૂલ્ય.**

જયશ્રી કૃષ્ણ

સંવત ૧૯૬૯ — સને ૧૯૧૩
આવૃત્તિ ૨ જી — પ્રત ૫૦૦૦.

શ્રી સત્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં શાહ પ્રેમચંદ નહાલચંદ
તથા ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું
ઠે૦ ખાડીયા—અમદાવાદ.

વૈષ્ણવો! શ્રીકૃષ્ણાય નમઃ ॥ વૈષ્ણવો!

# આચાર્યચક્રચૂડામણિ શ્રીમાન્ વલ્લભપ્રભુ પ્રકટિત પુષ્ટિમાર્ગ [નિર્ગુણ ભક્તિમાર્ગ]

## સંબંધી જ્ઞાન મેળવવું હોય તો

## વાંચો.

નડીઆદના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયમાં પુષ્ટિમાર્ગ સંબંધી આજ સુધીમાં મુદ્રિત થયેલાં લગભગ તમામ પુસ્તકોનો સંગ્રહ વાંચવા માટે તૈયાર છે.

નડીઆદના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયને અંગે "સાંપ્રદાયિક બુક ડીપો" સ્થાપી છે તેમાં આજ સુધીમાં મુદ્રિત થયેલા લગભગ સર્વ પુસ્તકો તથા શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીપુરૂષોત્તમજીનાં ચિત્ર યોગ્ય ન્યોછાવરથી મળે છે અને બહારગામવાળાને વી૦ પી૦ થી મોકલી આપવામાં આવે છે.

નડીઆદના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયને અંગે શ્રીવલ્લભીય ગ્રંથપ્રકાશક ફંડમાં સ્થાપવામાં આવ્યું છે જે દ્વારા ફક્ત એકજ વખત રૂ. ૪) ચાર મોકલવાથી હાલ પ્રથમ નિયત કરેલા ૧૯ ગ્રંથ ( શ્રી મહાપ્રભુજી કૃત ષોડશ ગ્રંથ વિસ્તૃત ગુજરાતી સરળ ટીકા સાથે તથા ભક્તિહંસ ( શ્રીગુસાંઇજી કૃત ), દુસ્સંગવિજ્ઞાનપ્રકાર ( શ્રીહરિરાયજી કૃત ), ઉપદેશશંકાનિરાસવાદ ( શ્રી પુરૂષોત્તમજી કૃત ) ગુજરાતી ટીકા સાથે ) વિના પોસ્ટેજે વિના મૂલ્યે આપવામાં આવે છે અને ફંડમાં વધારો થયે તેમાંથી બીજા પણ અપ્રસિદ્ધ સાંપ્રદાયિક ગ્રંથો પ્રકટ કરી મફત આપવામાં આવશે. વળી એ ગ્રંથો છુટક લેનાર વૈષ્ણવોને માટે ઘણુંજ ઓછું ન્યોછાવર રાખવામાં આવે છે.

ખુલાસા માટે નીચેને સ્થળે મળો અથવા લખો—

ત્રીભોવનદાસ પીતાંબરદાસ શાહ,

મંત્રી—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય—નડીઆદ.

ભક્ત કવિવર્ય દયારામ કૃત.

# ભક્તિ પોષણ.

શ્રીગુરૂ વલ્લભ દેવને, હું પ્રથમ કરૂં પ્રણામ,
શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ શ્રીયમુને, મહા પૂરણ કામ;
પૂર્ણ કામ દામોદરદાસ. અષ્ટ સખા પૂરો ઉરવાસ;
શુભમતિ દ્યો અતિ પર્મ પવિત્ર, ભક્તિસુપોષણ
ગાઉં ચરિત્ર—સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧
ચારે વેદ ષટ શાસ્ત્રાનો, વારે વારે કર્યોરે વિચાર;
ઉપનિષદના અર્થનો, શોધતાં નીકળ્યો એ સાર;
નીકળ્યો સાર શ્રીકૃષ્ણની ભક્તિ, સત્સંગમાં કરવી આશક્તિ;
શ્રીપૂર્ણ પુરૂષોત્તમને યુગચર્ણે, સર્વ સમર્પીને રહેવું શરણે—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨
નહીં કોઈ જહેની સમોવડી, કોઇ ઇશ નહીં જહેને શીશ;
સર્વ વસ્તુ જે થકી થઇ, જે કોઇ કહાવે સર્વના અધીશ;
સર્વાધીશ વદે સહુ જહેને, નિગમ નેતિ નેતિ કહેછે ત્હેને;
શેષ મહેશ વિધિ શ્રી અગમ્ય, તેને કહીએ પૂર્ણ પુરૂષોત્તમ—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩

શ્રીપુરૂષોત્તમને પરહરી, જેનું અન્ય અમર મન મોહે;
(તે) કામદુગ્ગા મળી મૂકીને, મહિષીપુત્રનું પય દોહે;
દોહે ગાય મૂકી મૂઢ પાડો, તરશ્યો ગંગા તીરે ખોદે ખાડો;
તેમ પૂર્ણ તજી અવર આરાધે, મેહેનત માથે પડે કાંઇ ન લાધે–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪

રાખી ભરોંસો અન્યનો, ન કરે આશ્રય અવિનાશ;
ઈચ્છે અખિલ દુઃખ વામવા, વળી શ્રેય થવા મન આશ;
આશ કરે તરવા દધિ પૂર, શ્વાનનું હાથ ગ્રહિ લંગુર;
તે જેવો પામશે સાગર પાર, તરશે તેવો હરિ વિમુખ સંસાર–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫

કોડી ઉપાસન મલીનનું, જનનું તામ્ર મુદ્રા સમ જાણો;
રૂપૈયો સુરસેત્રના, વ્યુહ કંચન મોહોર પ્રમાણો;
કંચન મોહોર વ્યુહ હરિ હીરો, એમ અંશ અંશી સમજી રો;
સર્વએ દ્રવ્ય હીરાથી થાય, (પણ) હીરો કર્યો કોઇએ નવ કહેવાય–
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬

જક્ત વૃક્ષ ત્હેનું મૂળ હરિ, મૂળ પોષે વૃક્ષ પોષાય;
પ્રતિશાખા જળ સીંચીએ, તેથી તરૂ તૃપ્તિ ના થાય;
તૃપ્તિ ના થાય વૃથા શ્રમ પ્હોંચે, સમજણ આવે ત્યારે
પછી શોચે;

વંદન દાસત્વ સખ્યતા, વળી આત્માનિવેદન;
આત્મનિવેદન નવધા કહિયે, પ્રેમલક્ષણા દશમી લહીયે;
એ ભક્તિ સહુ સાધનતાજ, જે પામે વશ થાય વ્રજરાજ—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૧

શ્રવણ પરીક્ષિત શુક કરી, કીર્તન સ્મરણ પ્રલ્હાદ;
શ્રી સેવન પૂજન પૃથુ, વંદન અક્રૂર આલ્હાદ;
આલ્હાદ માન્યો કપીશ કિંકરતા, સખ્યતા ભક્તિ સુભદ્રા ભર્તા
આત્મનિવેદન બલિએ કીધી, ગોપીજને પ્રેમ લક્ષણા લીધી—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૨

નામ કેશવનું કાનમાં, પડતાં સહુ થાયે પવિત્ર;
શરદઋતુના સંગથી, જેમ નિર્મળ નીર વિચિત્ર,
વિચિત્ર જળ તેમ જાતી જાણો, સર્વ શુચીસદ્ય નામે પ્રમાણો;
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિયે થાય, માંજે આપે તેનો મેલ ન જાય
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૩

નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કળિમાં સહુ સાધન ત્યાજ્ય,
ભવસાગર તરવા તણી. સહુને એ સુખપથ પાજ્ય;
પાજ્ય પ્રગટ શ્રમ નહિં ઘણુ સ્હેલું, દામ વિના ફળ થાય
સહુ વ્હેલું;
સર્વે અવસ્થામાં સહુ ઠાર, અધમ ઉત્તમ સહુને અધિકાર.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૪

સત્યુગે જે ફળ ધ્યાનથી, થાતું ત્રેતામાં યજ્ઞથી જેહ;
દ્વાપરે પૂજને પામતા, સહુ કળિ હરિ કીર્તને તેહ,
તેથી અધિક પણ ફલ ગુણ ગાતાં, તો શું થયું તપ તીર
થ(માં) ન્હાતાં;
મણી મળ્યો તે શોધે શીદ કોડી, વિના વિચારે મરે મૂઢ દોડી.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૫

કળી રૂપી આશુચમાં, કોઇ કર્મનો નહિં અધિકાર;
અડે ના સૂતક નામને, નિર્ભય નિત્ય કરીએ ઉચ્ચાર;
ઉચ્ચાર માત્રે અભયપદ આપે, સકળ પાપ સંતાપને કાપે;
વેદ શાસ્ત્ર સહુ પુરાણ પુકારે, તો હરિ હરિ તું શેં. ના ઉચ્ચારે!
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૬

નામે અજામેળ ઉદ્ધર્યો, નામે શીવે તાર્યા બહુ પાપી;
અવળે નામે વાલ્મીકી તાર્યો, અર્ધે ગુણિકા ગત્ય આપી;
આપી ગત્ય ઇત્યાદિક બહુને, જેણે કર્યો આશ્રય તે સહુને;
એ અક્ષરમાં બાંધો સાર, જેણે લહ્યો તે પામો પાર—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૭

સ્નેહસહિત શ્રીકૃષ્ણનું, કથા કીર્તન જહાં નીત્ય થાય;
કોટિ તીર્થ આવી ત્યાં વસે, જેનું ભાગ્ય હોય તે ન્હાય;
ન્હાયો તેમાં તે પવિત્ર પ્રમાણો, તે વિના સર્વને સૂતકી જાણો;

જીવતા શબ સરખા સહુ તેહ, ભૂતળે ભાર કર્યો ધરી દેહ.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૮.

નટવર છબી નંદલાલની, એહેવું ચિંતન કરે ચિત્ત માંહ્ય;
મોર મુગટ શીર તિલક કુંડળ, નકવેસર ચિબુક સોહાય;
સોહે કૌસ્તુભ મુક્તા વનમાળ, કંકણ કર ગ્રહી મુરલી રસાળ;
પીતાંબર કટિ મેખળા સોહે, નેપુર નખશિખ છબિ મન મોહે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૯

સોળ ચિન્હ પદ પંકજે, દક્ષણે નવ વામે સાત;
સ્વસ્તિક અષ્ટકોણ જંબુફળ યવ, પત્રીધ્વજ ઉર્ધ્વરેખ વિખ્યાત;
ખ્યાતે અંકુશ અંબુજ મચ્છ વ્યોમ, કળશ ઇંદ્રધનુ ને અર્ધસોમ;
ત્રિકોણ ગોપદ ષટદશ ધ્યાન, નિત્ય કરે નિર્ભય પદ દાન.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૦

જેમ નટ દૃષ્ટિ દોરમાં, પણિહારીની બેડા માંહે;
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રેહે ત્યાંનું ત્યાંહે,
ત્યાંહાં તેમ મન પ્રભુમાં નીત્ય દેવું, સંસારમાં સાક્ષીવત રહેવું,
જગત જાણે જે એ છે જંજારી, રાખે હૃદે ત્રીકમશું તાળી—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૧

કંસ શિશુપાળ કુબજ્યાદીકે, વૈરેકામે સમર્યા શ્યામ;

એ વિના નાના ભાવથી, સ્મર્યે સર્યાં સર્વનાં કામ;
કામ થયાં તુચ્છ ભાવે જ્યારે, શું કહેવું સ્નેહે સ્મરે પછી ત્યારે;
ચિત્ત અચળ જેનું કૃષ્ણમાં લાગ્યું, (તો) ભવ સંકટ સહુ તેનું
ભાગ્યું— સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૨

અન્ય સાધને શ્રેય આપણું, પણ શ્રી હરિને શું સુખ ?
સેવામાં આનંદ ઉભયને, માટે ભજનાનંદ તેજ મુખ્ય;
મુખ્ય સેવન તે સુખી પ્રભુ કરવા, લોક વેદના ભય નવ ધરવા;
પૂજા તે ચાલે શ્રુતિ પ્રમાણ, સેવા તે જેહમાં સ્નેહ બંધાણ—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૩

એકવાર આખા જન્મમાં, શ્રીકૃષ્ણ ચર્ણ સ્મરાય;
તો દર્શન યમદૂતનું, કદી સ્વપ્ને પણ નવ થાય;
થાય જો ભાવસહિત નિત્ય ધ્યાન, તો પછી શું કહું ભાગ્યનું માન;
ઉર હરિ નહીં તો તપે શું થાય, જો છે તો કરે કષ્ટ બલાય—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૪

આપ્યું ઉરસ્થળ મૂકીને, રમા ચરણ સેવા નવ ચૂકે;
હૃદે રહિત કદા હરિ કરે, પણ પદ આશ્રિત નહીં મૂકે;
મૂકે ના અંઘ્રિ છે ભક્તિ નિવાસ, માટે અવલંબે સહુ દાસ;
એ ભક્તિ છે અતિશે દુર્લભ, પ્રાપ્ત થયે સર્વ પદ સુલભ.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૫

હરિ વ્યાપક લહી સર્વમાં, નવ આણવો કોઇનો દોષ;
મન કર્મ વચને જેમ બને, તેમ કરવો સર્વને સંતોષ;
સંતોષે પ્રાણી પ્રભુ પ્રસંન, તેથી સુખી પોખે હરિજન,
સઘળે દયા એ પૂજા પ્રભુ કેરી, દેહીને દુભવે તે કૃષ્ણનો વેરી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૬

એક પણ પ્રણામ શ્રીકૃષ્ણને, જન્મ ધરી જેણે કીધો,
અશ્વમેધ દશ અવભથના, ફળ ઉપર પગ તેણે દીધો;
દીધો પગ શા માટે કે'વાય, યજ્ઞ કરે તોયે જન્મ તો થાય,
કૃષ્ણ પ્રણામીને નહિં દેહ, મખથી અધિકતા એહેમાં એહ. -
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૭

નમન કર્યું નંદલાલને, સ્નેહે મન કર્મ વચને જેણે;
ધર્મ સાધન પૂર્ણ સહુ કર્યાં, નિશ્ચે જાણજો તેણે;
તેણે કર્યું હરિપદ અનુકૂળ, દુઃખ પાપનું ટાળ્યું મૂળ,
દીનભાવે કર્યું વંદન હરિને, તે જનની ગર્ભ ન આવે ફરિને-
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૮

દાસપણામાં સૌભાગ્ય છે, પતિ પુરૂષોત્તમ જેને માથે;
ધણી છતે વિધવાપણું, બ્રહ્મજ્ઞાની માન્યું મન સાથે;
મન સાથે માને જે હું ભૂપ, જક્ત પૂજે જાણી રાણીનું રૂપ;
પણ પતિ સુખ સ્વપ્ને નહીં એને, એળે એ અથડાય છે શેને--
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૨૯

દાસપણે (જે) આનંદ છે, તે નથી ભળે જગદીશ;
જ્ઞાનીનું સુખ એવું જાણજો, પાઘ આશે છેદાવે શીશ;
શીશ છેદ્યા પછી મુગટ કહાં ધારે, સહુ મૂર્ખ કોઇ મનમ ન વિચારે;
જળને શો જળપાનનો સ્વાદ, જન જુદો રહી પામે અલ્હાદ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૦

જીવ બ્રહ્મ થાયે નહીં, થાયે તો બ્રહ્માનંદ કોહોને;
ભોક્તાપણું જો માનશો, તો જીવ ટળ્યો કહો શાને;
શાને કહો ન્યારો નથી બ્રહ્મ નામી, ક્યમ બોલ્યો જનક સાયુજ્યતા પામી;
બોલે તે બીજો કેહેવાય, ઇશ્વર જીવ કદા નવ થાય—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૧

અહો ભાગ્ય અહો ભાગ્ય ધન્ય, વ્રજ જન પર્મ પવિત્ર;
પૂર્ણ બ્રહ્મ સનાતન, પરમાનંદ થયા જેના મિત્ર;
મીત્ર થઇ સર્વે સુખ દીધું, સર્વ ભાવે કારજ બહુ કીધું;
શેષ મહેશ વિધી શ્રી અલભ્ય, તે ફળ શ્રી ગોપીજનલભ્ય.—
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૨

દેહ પ્રાણ ઇંદ્રિ અંતઃકર્ણ, ધર્મ દારા ગૃહ ધંન;
પુત્ર આપ્ત આત્મા સહ, સર્વ સમર્પી જગજીવંન;

જગજીવંન સર્વાત્મા ભાવે, સેવા કરે સદા સહજ સ્વભાવે;
તેજ ગમે પ્રભુ જયમ સુખી થાય, આત્મનિવેદન એ કહેવાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૩

સર્વ વસ્તુ છે શ્રીકૃષ્ણની, જેની છે તેને શેં ન સમર્પે;
આત્મા સહિત અર્પણ કરી, હરિદાસ થાની શીદ ડરપે;
ડરપે છે કાળથી રેહે છે ઉચાટે,(તે)પરનું માન્યું પોતાનું તે માટે
જેથી બંધાયો તે વસ્તુ દે મુકી, તારી માં જાણીશ એ રાડ ચુકી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૪

રૂપ ગુણ દ્રવ્ય ત્રણ એ, કારણ પ્રીતિ થવાનાં કહાવે;
એ ત્રણ વિકાર રહિત સહજ, સ્નેહ તે શ્રીકૃષ્ણને ભાવે;
ભાવે એ પ્રેમે વહાલો વશ થાય, તેને મુકી ક્ષણ દૂર ન થાય;
તે જને સુખ માન્યું મન એહ, જયમત્યમ થાય સુખી પ્રભુ તેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૫

પ્રેમ આશક્તિ વ્યસન એ, ત્રણ રૂપ સ્નેહનાં લહીયે;
તે ઉપર ચોથી તન્મયતા, તે થકી કાંઇ ના કહીયે;
કહીએ પ્રેમનું લક્ષણ એહ, જયારે મળે ત્યારે તેનો તે સ્નેહ;
વિયોગ થાય તારે તપે તંન, ત્યાંહાંનું ત્યાંહાં વળગ્યું રહે મન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૬

એક વાર આખા દિવસમાં પણ, મળ્યા વિના નવ રહેવાય;

જો નામળે તો વિકળ થાય, આસક્તિ એ તો કહેવાય;
કહેવાયે વ્યસન આવું જ્યારે થાય, સ્હામા સ્હામી હૃદય વિંધાય;
તન્મયતા તે મૃત્યુ સમાન, આ ચ્યારે આવે આપે હરિદાન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૭

પ્રેમ લક્ષણ વળિ દ્રગ રૂચિ, સ્મૃતિ અભિલાષા ઉદ્વેગ ચ્યાર;
વ્યાધિ પ્રલાપને ઉન્માદ ત્રણે, આશક્તિના પ્રકાર;
પ્રકાર વ્યસન તણા બે કહિયે, જડતા ને વળી મુર્છનાલહિયે;
તન્મયતાનું લક્ષણ એક, મૃત્યુ સાદૃશ્ય પણ મર્ણ ન છેક.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૮

જાતી જુઓ તો આહીરની, તેમાં અબળા અધમ આવનાર,
એ વેદાદિ નહોતી ભણી, ન્હોતો ઉત્તમ કર્મ અધિકાર.
અધિકારવણ એક પ્રેમપ્રતાપ, કર્યા આધીન શ્રીકૃષ્ણજી આપ.
ગોપીની પદરજ વંદે ઇશ, પ્રેમલક્ષણા તે સહુને શીશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૩૯

સેવા સંગત હરિભક્તની, કરે પ્રેમ ભક્તિ ઉત્પન્ન;
તે કરે કૃતાર્થ એકલી, નવ જોઇયે કોઇ સાધન;
જોઇયે ન વય વિદ્યા વિત્ત વર્ણ, રૂપ પરાક્રમ પવિત્રાચર્ણ;
કહેશો જોયાં નથી કહો કીયે ઠામ, તો સુણો પ્રગટ બતાવું નામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૦

ધ્રુવજીને ક્યાંહાં વય હતું, ક્યાં હતું સુદામાને ધંન;
કુબજાને હતું રૂપ ક્યાંહાં, ઉગ્રશેનશું પુરૂષાતંન;
પુરૂષાતંન ન્હોતું ઉગ્રરાય, ગજને ક્યાં હતી વિદ્યાય,
પારધીમાં ક્યાંહાંથી શુભ આચર્ણ, કેવળ ભક્તિ પામ્યા ગિરિધર્ણ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૧

દ્વાદશગુણ સંયુક્ત છે, દ્વિજ પંડિત સરખો કોય;
(પણ) પદ્મનાભ પદવિમુખ છે, તેથી શ્વપચ ભલેરો સોય;
શ્વપચ ભલો જ્હેને કૃષ્ણ આશક્તિ, મનકર્મ વચને કરે હરિભક્તિ;
કુલ સહિત શ્રેય પામ્યો તેહ, વિપ્ર શકે ન કરી શુચિ દેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૨

શ્રીકૃષ્ણની ભક્તિ અંક છે, બીજાં સાધન સર્વે સુન્ય;
અંક વિના સર્વે અફળ છે, સહસુન્ય સુન્ય દશગુન્ય;
દશ ગણા બીંદુ આદ્ય અંક એક. અંકવીના શું સુન્ય અનેક;
ભકિત કરી તેણે સર્વ કાંઇ કીધું, ભક્તિવિના બીજું કાંઇ ના સીધું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૩

નૃગભૂપે ગૌદાન કર્યાં કેટલાં, કાંઇ ગણતાં ના આવે પાર;
એક દિવસ અણુ દોષ પડયો, કૃકલાસ થયો અવતાર;
અવતાર અધમ થઇ જગ હાંશી, ગૌદાન પુન્ય ગયું ક્યાંહાં નાશી;

દાન કર્યાં તોય પામ્યો દુઃખ, શા માટે જે હતો ભક્તિ વિમુખ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૪

પ્રાચીન બર્હીષ ભૂપને, જુઓ કીધા યજ્ઞ અપાર,
ઉર્વી મષાંકિત સહુ કરી, તોયે કાંઇ ન દીઠો સાર;
સાર ભાળ્યો એ જેજે પશુ પાડયા,તેરહ્યાહણવા નારદજી દેખાડ્યા;
ભયદેખી લીધુ ગુરૂઋષિ શર્ણ, ભક્તિ કરીને પામ્યો હરિ ચર્ણ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૫

ભક્તિ તારે ચંડાળને, જેમાં કોય ન શુભ આચર્ણ;
શું પછી કહેવું તેહનું, ઉધારે અધમ અન્ય વર્ણ;
વર્ણ સર્વે ઉદ્ધારે જક્ત, નીચ ઉંચ જે નિજ આશક્ત;
એક અંગભક્તિ ભદ્રદાય, અચરજ શું! પૂર્ણ શ્રેય થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૬

ભક્તિ નૌકા તારે સર્વને, જે કોઈ શરણે આવે શુચિ પાપી;
અન્ય સાધન દારૂ તુંબિકા, ગ્રહે સભય તરે કો કદાપી;
તરે કદા બચે કામાદિ ગ્રાહાથી, સમર્થ નહિઅણું તારવાસાથી;
વિબુધ વિચારી જુઓ નિજમંન, ભક્તિ ભલી કે સાધન અન્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૭

ભક્તિ મણી જ્ઞાન દીપ છે, ટાળે ઉભય ખરો અંધકાર;
મણી અભય દ્યુતી અચળ છે, દીપકને તો ભય છે અપાર;

અપાર ભય વાયુથી વામે, તેલ પાત્ર બાતી વણ લય પામે;
જ્ઞાન સભય તો અન્યકોણ માત્ર? નિર્ભય ભક્તિ સકળ સુખપાત્ર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૮

ભક્ત તે ભક્તિસ્વરૂપ છે, તેને માયા ના પીડે લેશ;
સ્ત્રી થકી સ્ત્રી મોહાય નહીં, મોહ પામે પુરૂષવેશ;
પુરૂષ જ્ઞાન વૈરાગ ને યોગ, તેને પીડે અજારૂપીઓ રોગ;
તે કારણ ભ્રષ્ટ થાયછે તેહ, ભક્તને અચળ હરિશું સ્નેહ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૪૯

નિરખે નેત્ર ન દલાલને, શ્રુતિ કથા રટે મુખ નામ;
નાસિકા સુંઘે પ્રેમશું, પ્રસાદી તુળસી પુષ્પ દામ;
દમ ગૃહણ કરે કર હરિ સેવા, દોડે ચરણ પ્રભુ દર્શણ લેવા;
મરે ધ્યાન નટવર છબી શ્યામ, સર્વાંગે કરે દંડ પ્રણામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૦

ભક્તિ વિના કેવળ કૃતિ કરે, (તેને) ફળ પરલોક ન થાય;
મણીધર પવન ભક્ષી રહે, જુઓ મચ્છ તીર્થ જળ ન્હાય;
મીન તીર્થ ભલી મૃગ વનવાસી, અંધ ગ્રહે દંડ કાસદ જાયકાશી,
સર્પ દંડવત નટ સિદ્ધ વેશ, દરસ તપોધમ ભાવ ના લેશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૧

શ્રીકૃષ્ણ શ્રીગુરૂ ભગવદી, એ ત્રણે એક સ્વરૂપ;
ત્રયધારા જ્યમ શુરસરી, તેમાં ભેદ નહીં તદ્રૂપ;
ભેદ નહીં ત્રણ નામજ માત્ર, જોતાં વિચારી એકજ ગાત્ર;
સ્નેહ વીવેકે સેવો સરે અર્થ, અવસર અમુલ્ય ખુઓ શીદ વ્યર્થ,
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૨

સત્સંગ સર્વને‍ા સાર છે, તેને‍ા મૂઢ ન જાણે મર્મ;
અદીપ દીપ મળે થયો, દીપ સમતા મળી વણ શ્રમ;
શ્રમવિના શ્રીનાથ મિલાવે, કલ્પનું કામ તે પલકે સરાવે;
નીચ નિર મળતાં ગંગા ગંગ, એમ સમોવડી દે સત્સંગ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૩

લવ હરિ સંગિની સંગના, સુખની સમતા નહીં કોય;
સ્વર્ગ તથા અપવર્ગનું, સુખ પણ સમોવડ નવ હોય;
નવ હોય સમતા મોક્ષાનંદ, તો ક્યાંહાંજનઇચ્છિતસુખમંદ;
અણ અનુભવીને આશ્ચર્ય થાય, પણ અણુસંદેહ છે નહિ રાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૪

શ્રીગંગાજી હરે પાપને, શશી તાપ હરે ગયે શર્ણ;
દાળિદ્ર ટાળે સુરતરૂ, મળી ત્રણે કરે ત્રણય હર્ણ;
હર્ણ કરે ત્રણ તે તત્કાળ, મળતાંમાં હરિજન દયાળ;

જ્ઞાને તાપ હરે દર્શણે દોષ, દૈન્ય ટાળે ઉપજાવી સંતોષ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૫

યોગ યજ્ઞ જપ તપ વૃતો, બહુ કીધે કાષ્ટા કર્મ
જ્ઞાન ધ્યાન અતિ દાનથી, તીર્થ આચરતા ધર્મ;
ધર્માધ્યયન વેદશાસ્ત્ર પુરાણ, કોટી સાધનથી ન પરમ કલ્યાંણ;
શ્રેય ન થાય ઉપાય અનેક, વિના મહત્ પદરજ અભિષેક.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૬

હરિજન તે હરિરૂપ છે, તેને મુરખ નીજસમ જાણે;
જેમ શશી સાગરમાં હતો; માન્યો મીને મીન પ્રમાણે,
મીન પ્રમાણે થયો નહીં સોમ, મકર રહ્યુ જળતે વશ્યો વ્યોમ;
તેમ વૈષ્ણવ વૈકુઠે જાશે, અધમ તે અહાંના અહાં અથડાશે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૭

ચાર વર્ણમાં શ્રેષ્ટ સર્વથી, બ્રાહ્મણવર્ણ વિખ્યાત;
તે સહુના પણ કહાવે શિરોમણી, મ્હોટા મુનિવર સાત;
તે સાતે કરે ધ્રુવની પરિક્રમા, ધ્રુવ સુત ક્ષત્રી ને તે સુતબ્રહ્મા;
વિશુધ વીચાર કરો તમો એહ, ભક્ત મોટા કે બ્રાહ્મણ દેહ?
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૮

બ્રહ્માદિક વ્રજભક્તની, પદરજ વંદે ગુણધાક;
દુર્વાસા ઋષિએ દીન થૈ, કર્યો અંબરીષને પ્રણામ;
કર્યો પ્રણામ જ્યારે અથડાયા, વળી શબરી પદજળ દ્વિજ ન્હાયા;
હરજનથી મ્હોટું નહીં કોય, દુભવે તે દુખ પામે પત ખોય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૫૯

સંત સેવ્યે નારદ થયા, જુઓ દાસીસુત હરિમંન;
તે સુરઋષિના સંગથી, શમી વ્યાસના ઉરની અગન;
અગન મટી સમજાવ્યા મર્મ, શ્રીભાગવત રચ્યું છાંડીને કર્મ;
ક્લેશ ટળે કરે પ્રભુજન પ્રીત, દુભવેથી શાંતે સુકરીત.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૦

યોગી તરે કદા એકલો, હરિજન તારે સહૂ સંગી;
સિદ્ધ ઉદાસી રહે સદા, હોય સંત સુંદર રસરંગી;
રંગે રસીક સેવે ગુણ ગાય, પોતે પીયે સુધા સામાને પાય;
ભક્તસ્નેહી સૌનું સારે કામ, ધ્યાની સાથે કોઇનો નહિં ઠામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૧

સરવ પ્રાણી ઉપર દયા, આણવો નહિ કોઇનો દોષ;
વશ કરાવી ઇંદ્રિય સહૂ, યદૃચ્છા લાભ સંતોષ;
સંતોષ ધરિ વદવી સત્યવાણી, દ્રઢ આશ્રય પ્રભુ દીનતા આણી;

દુષ્ટસંગથી રેહેવું દૂર, વસવું સદા હરિજંન હજુર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૨

દુષ્ટ સંગ તેને જાણીએ, જે ભૂલાવે ભગવંત;
સ્નેહ કરાવે શ્રીકૃષ્ણ સું, તેને કહિયે સાચા સંત,
સંત સાચા તેની સંગત કરીયે, અસમર્પિત અન્યાશ્રયથી ડરિયે;
હું હરિનો હરિ માહારા નાથ, એ નીશ્ચે કરવું મન સાથ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૩

અન્યાશ્રય અસમર્પિત, એ બે મ્હોટા દુસ્તર રોગ;
સરવ વસ્તુ શ્રીનાથને અરપી, ઉચ્છિષ્ઠ કરવો ભોગ;
(ઉચ્છિષ્ટ) ભોગ કરવો હરિભક્તની સંગે, એકજ શ્રીકૃષ્ણ સેવવા રંગે;
દ્રઢ આશ્રય ગુરૂદેવનો ધરવો, તોવત્સપદવત્ ભવદધી તરવો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૪

ગુણની ઉપર ગુણ કરે, એ તો રીત જગતમાં પ્રકાશ;
(પણ) અવગુણ સામોં ગુણ કરે, તે મ્હોટા હરિનાદાસ;
દાસ દોષ સહુના સંતાડે, ગુણ હોય અલ્પ તે અધિક દેખાડે,
સાગર લાંછન વિષ શીવે પીધું, શશીયશ પ્રગટ લલાટે દીધું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૫

વિશ્વંભર વશ તેહને, જેનું ચિત્ત સદા પ્રભુ પાસ;

હિત ઇચ્છે સહુ જગતનું, નવ ધરે કોઇની આશ;
આશ ધરે એક શ્રીગોપાળ, વ્યતીત કરે હરિસેવામાં કાળ;
એવા ગુરૂનો લઇએ ઉપદેશ, ધરિયે સાચો વૈષ્ણવનો વેશ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૬

ધ્યાન મૂળ રૂપ શ્રી ગુરૂ, પૂજનનું મૂળ ગુરૂ પાય;
મંત્ર મૂળ ગુરૂ વાક્ય છે, મૂળ મોક્ષનું ગુરૂ કૃપાય,
ગુરૂ કૃપા વાંછિત ફળ થાય, હરિ રૂઠે તો ગુરૂ કરે સ્હાય,
ગુરૂ કોપે ક્યાંઇ નહિ ઠેકાણું, અધિક આચાર્યથી કો નવ જાણું.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૭

ક્રોધી ગુરૂ તો નૃસિંહજી, કામી હોય તો શ્રીકૃષ્ણ કહિયે;
લોભ દાખે તો વામનજી, પણ હરી સાચા એ લહિયે,
લહિયે એ પાખે દાખેજો દુષ્કૃત, તો પણ માનિયે તે થકી ગત્ય,
જેણે સોંપી આપ્યા જગદીશ, તેનો ઋણી સદા તે શીષ્ય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૮

ભોજન વસનની ચિંતા કરી, વૈષ્ણવે ના થાવું ઉદાસ;
વિશ્વંભર પૂરે વિશ્વને, તે કેમ ભૂલે નીજ દાસ;
દાસ આસ પૂરે સહુ વણ માગે, વણ કહે સહાય કરે અનુરાગે;
હરિ ભજતાં કાંઇ નવ રહે ખામી, નથી અજાણ્યા અંતરજામી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૬૯

અજબ ગુલમ્હેરી જળ વસે, પક્ષિણી રટે મુખ હરિનામ,
ખાન પાન માટે નવ કરે, છુટે મુખથી સુંદર શ્યામ;
શ્યામે વિચારી કર્યું તેહને સુખ, ચર્ણે ચરવા કર્યાં મોરનાં મુખ;
પૃછે વદન કર્યું ઉંટની ગ્રીવા, શ્રી હરિ યુક્તિ કરી જળ પીવા.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૦

અજગરને અનાયાસ હરિ આપે, આહાર આનનમાં લાવી;
શક્કરખોરને સાકર સાગર, બેટમાં દે છે મિલાવી;
મેળવે ચાતકને જળ સ્વાતી; ગિરિશૃંગ વૃક્ષ પોખે કોઇ ભાતી,
સ્ત્રીસ્તને પય કર્યું પોષવા બાળ, તે તુંને નહિ ભૂલે ભજ
ગોપાળ. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૧

ભક્ત મનોરથ સર્વે પૂરે પ્રભુ, કઠીણ સરળ ગુરૂ નાહાના;
પૂર્યાં જેહનાં તેહનાં નામ કહું, તું પૂછે કહાંનાં કહાંનાં;
કહાન ગયા કુબજાપતિ થાવા, પારથ પત્ની થયા જળ પાવા,
પૂરી પુત્ર થૈ અદિતીની આસ, પાંડવ કાર્ય કરયાં થઈ દાસ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૨

છડીદાર ઉગ્રસેનના થયા, દ્વારપાળ બળી ભુપ;
નરસૈયાના બાપનું શ્રાદ્ધ સાર્યું, સેના માટે નાપિક રૂપ;
રૂપ માહાર દામાજી સારૂં, નામાનું છાપરૂં છાયું ચારૂ;

વાંરી વશું ત્રિલોચન ઘેર, મીરાંબાઇનું પીધું ઝેર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૩

ઇચ્છે રૂડું પ્રભુ જગતનું, કેમ કરે કુડું નિજ દાસ;
જે કરશે હરિ તે ભલું તાહરૂં, તું ધર દ્રઢ વિશ્વાસ;
વિશ્વાસ રાખ કલ્પના મૂક, સેવા સમરણમાં નવ ચૂક,
નહિં મળે ફરી અવસર આવો, હરિ ભજીલ્યો મનુષાદેહ લ્હાવો.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૭૪

દુઃખ થાયે હરિ સેવતાં, તે સુધા સમુ પ્રમાણો;
વિષય ભોગવતાં સુખ છે, તે વીષ સરખું સહુ જાણો;
જાણો જેમ ખસ ધસતાં મીઠી, ક્ષણ પછી આગ ઉડે અંગુઠી;
ઓસડ પીતાં કટુ તર્ત લાગે, રોગ ગયા પછી આનંદ જાગે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૫

શ્રી ગિરિવરધર સેવતાં ભય રાખવો ભૂપતિસમાન;
બાળક સમ વાત્સલ્યતા, ધરવો સ્નેહ તે જાર સમાન;
જાર સમાન પ્રિય પ્રભુ લાગે, તો દુખ જન્મ જન્મનાં ભાગે;
પ્રેમ પિયુષ પીધું તે જાણે, નથી સ્વાદ કાંઇ એહ પ્રમાણે.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૭૬

જે પ્રતિકુળ પ્રભુ સેવતાં, તેને તજીએ ના વળગીયે વ્યર્થ;
જનની જનક પતિ પુત્ર ભ્રાત, ગુરૂ છોડયા જદપી સમર્થ;

સમરથ તાત તજ્યો પ્રહ્લાદે, ભરતે માત મૂકી હરિસ્વાદે;
પતિ ઋષીપત્ની વિભીષણ ભ્રાત, ગુરૂના ગણ્યા બળિયે સાક્ષાત.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૭૭

દેવ પિતૃ ને મનુષ રણ, ત્યાં લગી માણસને કહેવાય;
જ્યાં લગી સર્વાત્મા ભાવે, શ્રી કૃષ્ણને શરણે ન જાય;
શરણે ગયે સરણ રણ છૂટે, ચિત્રગુપ્તનું લેખું તૂટે;
કાળ કર્મનો ભય નહીં ત્હેને, શીશ ધણી સમર્થ હરિ જ્હેને.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૭૮

કર્તું અકર્તું અન્યથા કર્તું, સમર્થ શ્રી હરિ રાય;
ના થવાનો કરે પદાર્થ, થાનારો મટિ જાય;
મટિ ગયું જો વસિષ્ટે વિચાર્યું, તે સમે વન ને સમે રાજ ધાર્યું;
બ્રહ્માના સુત એ ત્રિકાળના જ્ઞાની, ઇચ્છાયે વચન તેનું પણ હાની.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૭૯

સહસ્ર ભુજાપતી રાખશે, તેને હણશે શુ બે ભુજવાળો;
તેજ પુરૂષ જ્યારે મારશે, ત્યારે કોઇ નથી રખવાળો;
રખવાળો રિપુ છે નહિં કોઇ, સઘળી વસ્તુ શ્રીકૃષ્ણથી હોઇ;
કર્ત હર્તા એક શ્રી વ્રજરાય, એના કર્યા વિના કાંઇ ન થાય.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૮૦

કર્યું થાય શ્રીકૃષ્ણનું, કોથી ઘટે નહિ લવલેશ;
તેજ પ્રમાણે સુખ દુખ, લાભાલાભનો સંશય રેશ;
રેશ રહે નહીં તે સમે સુદ્ધિ, જેવું હોનાર તેવી થાય બુદ્ધિ;
થનાર તેતો સ્હેજે પણ થાય, કર્ત્તા નથી શીદ તું પસ્તાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ ૮૧

હરિજંત્રી તું જંત્ર છે, જેમ વાજે વજાડે તેમ;
કાષ્ટ પુતળી નૃત્ય કરે, સૂત્રધાર નચાવે જેમ;
તેમ વિધીનિષેધ સહુ હરિ હાથે, તું મુરખ તાણી લે શીદ માથે;
વિચાર જો જીવનું કર્યું હોય, તો દુઃખ જગતમાં થાય ન કોય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૨

જેની રચના જોઇને, ઘણો મોહ ઉપજે છે મન;
તે કર્તામાં કમી શી હશે, તું જોને વિચારી જન;
જન થશે પણ મનોરથ તારો, ઘાટ શું મોહ્યો તું જો જડનારો.
તેને મળે પૂર્ણાનંદ થાશે, ભવ વૈભવ તૃષ્ણા ટળી જાશે.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૩

કરવા પ્રસન્ન ચાહે કૃષ્ણને તો, અભિમાન અલગું નાખ;
શીઘ્ર દયા કેશવ તણી, ઇચ્છે તો દીનતા રાખ;
રાખ દીનતા એકજ કરીને, કરવા કૃપા મન થાશે હરિને;

બોતેર કોટીયે ના સર્યું કામ, દીનતાએક બંધાયા દામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૪
શીલાબુદ્ધિ શાળિગ્રામમાં, હરિસ્વરૂપ તે ધાતુ પ્રમાણે;
મનુષ્ય લહે ગુરૂદેવને, જાતિ ભાવ વૈષ્ણવમાં આણે;
આણે મહાપ્રસાદ પ્રતી અંન, હરિ ચરણોદક પ્રીછેવંન;
અન્યવર્ણ સમ લહે હરિનામ, ઈત્યાદીકનો નર્કમાં ઠામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૫
નિગમ ચાર ષટ્ શાસ્ત્ર, અષ્ટાદશ પુરાણ ચૌદ વિદ્યાય;
વ્યાકરણ નવ બત્રીશે લક્ષણ, જાણે ચોસઠે કળાય;
કળા રાગ છત્રીશે ગાય, વિશદ કીર્તિ ચક્રવર્તિ રાય;
પણ નથી ભક્તિ જો નંદકુમાર, તો સહુ ધૂળ મત્યું ધિક્કાર.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ, ૮૬
શ્રમ કરી સહુ વિદ્યા ભણિયો, મહા પંડિત કહાવ્યો જગત;
પણ તેનો સાર સમજ્યો નહિં, ન થયો ભગવતનો ભક્ત;
ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ રાસભ વહે ચંદનભાર;
જેમ અહિમણિ દુનિ મેળવે અહાર, તેમ તે ઉદર ભરે ધિક્કાર.
સેવો શ્રી કૃષ્ણ કૃપાળ. ૮૭
સ્પર્શમણિના પુર વીશે, રચ્યું ચિંતામણિમય ધામ;
કલ્પવૃક્ષની વાડ ગાય ઘેર, કામદુર્ગા જેનું નામ;

કામદુર્ગા અક્ષયપાત્ર અતૂલ, નવનિધી અષ્ટમ્હાસિદ્ધિઅનુકૂળ;
પણ નથી વલ્લભ શ્રી વ્રજનાથ, તો એટલુ મળે ઘસવા હાથ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૮

કૃષ્ણ કીર્તન નહિં કર્ણમાં, તે શ્રવણ રાફડા કહિયે;
નિરખ્યા નહિ જેણે નેત્રે હરિ, કેકી પીછચાંદલા તે લહિયે;
લહિયે દાદુર જીંહ્વા હરિ નવ બોલે, કરપદ સેવા રહિત શબ તોલે;
વૃક્ષજીવન શ્વાસ ધમણ સમાન, ગ્રામશૂકર સમ છે ખાનપાન.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૮૯

જગ દર્પણ જોનાર તુ, સામું દીસે જેવું તુજ પાસે;
દુષ્ટને દુષ્ટ સાધુને સાધુ, ભવ આદૃશ્યમાં ભાસે,
ભાસે તે સહુ નીજમાં છે જાણો, દોષ રહિત દુનિયા પરમાણો;
એવે વિવેક જો રહેવાય, રાગ દ્વેષ નહિં કો થકી થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૦

જીવ સર્વ હરિ અંશ છે, ત્હેના વિચિત્ર ભાતી સ્વભાવ;
સર્વથી હળિમળિ ચાલીએ, એતો છે સંજોગ નદી નાવ;
નાવ તરંગ નદી એમ જાણો, કોથી ના બગાડીશ બે દિવસનો
પ્રાહણો;
સહુને સદા એક સ્થળ નથી રહેવું, કટુક વચન માટે કોઈને
ન કહેવું. સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૧

કાંઇ પ્રભુ પાસે ન માગીયે, માગે પસ્તાવો થાય;
ઉદાસી આવે ન:થને, વ્યાપાર સરીખું જણાય;
જણાય એવું માટે રખે જાચો, સેવો શ્રીકૃષ્ણ ધરી સ્નેહ સાચો.
વણ માગે સહુ આપે એ સ્વામી, નથી અજાણ્યા અંતરજામી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૨

દાસી સુતના સહુ પીતા, રાણી સુતનો તો એક રાય;
ભક્તિ અંશ શ્રીકૃષ્ણ જ સેવે, ને માયિક સરવને ધાય;
ધાયે તોયે કર સાહે ન કોય, કામ પડે ત્યારે અંતે રોય;
આવાગમનમાં સદા અથડાય, કો કાળે હરિ વિના ગત્ય ન થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૩

ન્હાનો પદાર્થ મોટો દેખાડે, ને પાકાને દાખે કાચો;
ઉગ્ર હોય તેને અણુ બતાવે, ને જુઠો મનાવે સાચો;
સાચો ભાસે એજ માયાનું રૂપ, એણે કીધા વશ રંકને ભૂપ;
એને જીત્યાનો છે એક ઉપાય, સાચું શરણ લ્યો શ્રી વ્રજરાય
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૪

માયા છે ઘંટી ખિલડો હરિ, ત્હેમાં જીવ ચરાચર અન્ન;
જે પડયું તે પીસાય છે, તું જોની પ્રગટ લોચન;

લોચન જો એક બચે છે તેહ, ખીલ સમીપે રહે છે જેહ;
જે અણુ ત્યાંથી ખસ્યો કણ આવ્યો, તે તતકાળ દળાવા લાગ્યો.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૫

પરવારી સહુ કામથી, કોઇ મૃત્યુ ન પામ્યો જંત;
આ કીધું આ કરવું છે, એમ કરતાં આવશે અંત;
અંત આવ્યો હરિ કયારે ગાશે, ચેત ચેત નહીં તો પસ્તાશે;
મર્ણ નહિ આવે કાનમાં કહીને, જશે ઓચિંતું અંધારૂં થઇને.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૬

ઉત્તર વચન તે માનવું, પૂરવનું નહીં પ્રમાણ;
છેલ્લું રચ્યું શ્રી ભાગવત, સહુ પહેલાં અન્ય પુરાણ;
પુરાણ પ્રથક પ્રથક કર્યાં વ્યાસે, તોયે રહેતું ઉર ભરિયું ઉદાસે;
મર્મ બતાવ્યો નારદ મિત્ર, સુખ થાશે રચો ભક્તિ ચરિત્ર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૭

પુષ્ટિપંથ પ્રભુ શ્રીવલ્લભકુળ, જઇયે ત્હેને શરણ;
નામ નિવેદન મર્યાદા ધરી, સેવીયે શ્રીગિરિધરણ;
શ્રીગિરધર ગુરૂ વૈષ્ણવ પ્યાર, ધરી ગતિ કરે માર્ગ અનુસાર;
મનુષ્ય જન્મનો એ છે સાર, જે માને તે પામે પાર.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૮

મહામંદમતિ જીવ કળીના, સર્વ શાસ્ત્ર ક્યાં ખોળે ?
માટે સકળ સિદ્ધાંત સાર, તે શોધી કીધો છે ટોળે;
ટોળે કરાવ્યો પ્રભુ મતિ દીધી, નિજ જન જાણીને કરૂણા કીધીઃ
ભક્તિપોષણ ધર્યું ગ્રંથનું નામ, કથે સુણે સરે સર્વનું કામ.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૯૯
એકસોને એક ચંદ્રાવળા, એ ગ્રંથ તણા છે સાર,
પ્રતિપદ શુભ સિદ્ધાંત ભર્યું છે, વાંચીને કરજો વિચાર;
વિચારતાં વલ્લભ હરિ થાશે, સર્વે ક્લેશ સમૂળાં જાશે;
આચરણ કરતાં આનંદની હેલી, ભક્તિ શ્રીકૃષ્ણની કરજો વ્હેલી.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૦૦
મહા નદી શ્રીનર્મદા ત્રટે ચંડીપુર મહા ધામ;
જ્ઞાતી નાગર સાઠોદરો, દ્વિજ ભટ્ટ દયાશંકર નામ;
નામ વલ્લભી વૈષ્ણવદાસ, ગુરૂ પ્રતાપે ગ્રંથ કર્યો પ્રકાશ.;
શીખે સાંભળે જે જન ગાય, તેને મન વાંછિત ફળ થાય.
સેવો શ્રીકૃષ્ણ કૃપાળ. ૧૦૧



# યમુના સ્તુતિ.

દુઃસ્વભાવથી જીતાડો દુર્મતિ ટાળો માજી-
શ્રી ગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રીયમુનાજી.(ટેક)
અખંડ અનપાયનિ આપો મા સુદ્રઢ પ્રેમ ભક્તિ,
પ્રપંચ વિસ્મૃતિ પૂર્વક દ્યોમા શ્રી કૃષ્ણ આશક્તિ;
માનસી સેવા મુખ્ય વ્યસન દ્યો શરણાગત સાચી,
શ્રીકૃષ્ણકૃપા હેતુ દ્યો દીનતા નહિં કિંચિત કાચી;
દ્રઢ આશ્રય શ્રીવલ્લભવરનો અચલિત ગુણ ગાઉં;
સતત રહે શ્રી કૃષ્ણ નામ મુખ દુઃખી નવ થાઉ;
આપ સમાગમથી મા સકલ સિદ્ધિદા ગંગાજી,
શ્રી ગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રી યમુનાજી. ૧
કામ ક્રોધ મદ લોભ મોહ મત્સર કરો દૂરા,
શ્રીકૃષ્ણ મિલનમાં અંતરાય જે તે કરિયે ચુરા,
અસુર દુષ્ટ કલિકાલ કર્મ પ્રતિબંધક ભય ટાળો,
કુતર્ક કુભાવ કુવાસના કુશ્ચિત કૃતિ ઝટ બાળો,
કુસંગ દોષ મુને જળપંકજ પ્રમાણ નવ લાગે,
બલી વિભિષણ પ્રલ્હાદની પેરે ભય પામી ભાગે;

કરો કૃપાએવી થૈ મુજપર બીરદ બળે રાજી,
શ્રી ગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રી યમુનાજી. ૨
મારી ચૂર્ણ કરો સહુ ચિંતા જન્મમરણ ભય કાપી,
માયા મોહ થકી મુકાવો નિજાનંદ આપી;
સાધન ધર્મ ન કિંચિત્ છે અનુચિત કૃતિ તન મનની
સેવાને સ્મરણ તમારૂં કરવા અશકય છઉં જનની;
જેહેવો તેહેવો દાસ ક્ષમા અપરાધ કરો માએ,
કુપુત્ર તો કદિ હોય કુમાતા કદાપિ નવ થાએ;
શરણ પડયો સંતાપ હરો મા વિનતી કરૂં ઝાજી,
શ્રીગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રી યમુનાજી. ૩
તુર્ય પ્રિયા શ્રી કૃષ્ણ વલ્લભા યમુને જગમાતા,
નરક નિવારણી યમભય હરણી ભવતારણી ક્ષાતા;
સ્વભાવ દુર્જય વિજય કરણિ નિજદાસ દુખ હરણી,
સકલ તાપ સંતાપ નિવારણી અતિ અદ્‌ભુત કરણી
શ્રી વલ્લભ શરણાગત લહી મારી પૂર્ણ કરો તૃષ્ણા,
યુગલ રૂપ મમ હૃદે વસાવો કૃપા કરી કૃષ્ણા;
દાસ દયો મારો સુત શ્રીમુખ સકૃત કહો ગાજી,
શ્રીગોપીજનવલ્લભ અતિવલ્લભ મુને કરો શ્રી યમુનાજી. ૪

# સ્વધર્મનાં મુખ્ય સિદ્ધાન્તો.

(૧) જગત્ સત્ય છે (૨) જગત્ જીવ, અંતર્યામિ, અક્ષર ઇત્યાદિમા નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માજ છે. (૩) જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તા મમતાત્મક સંસાર મિથ્યા છે. (૪) જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી (૫) પરબ્રહ્મ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણનુંધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે (૬) સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદન કરેલ પરમકાષ્ટાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણજછે (૭) શ્રીકૃષ્ણની સેવા એજ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ શ્રીકૃષ્ણ સેવાજ છે. (૮) સાક્ષાત્ શ્રીકૃષ્ણોપદિષ્ટ આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ શિવાય અન્ય વિશ્વધર્મ હોઈ શકેજ નહિં

# બોધવચન,

૧ હે પ્રભુ ! ! આ સર્વ તારૂ છે અને હુ તારો દાસ છુ તારે શરણે આવેલો છુ તારી પ્રેરણા પ્રમાણે વર્તવુ એ મારૂ કર્તવ્ય છે. એ પ્રમાણેનુ અનુસધાન સદા સર્વદા રાખવુ

૨ અસત્ય બોલવું નહિ તેમજ જેમાં પ્રભુનુ નામ ન આવે તેવું વાક્ય બોલવુ નહિ લૌકિક વ્યવહારથી બોલવુ પડે તેમાં જરૂર જેટલુજ બોલવુ વૃથા આલાપ કોઇની નિંદા કે એવા અન્યવાર્તાઓથી વેગળા રહેવુ.

૩ અહર્નિશ પ્રભુના નામનું સ્મરણ કરવુ મનમાં કોઇ વખત પણ ખોટા વિચાર કરવા નહિં ખોટી ઇચ્છાઓ તેમજ તરગો ઉઠવા દેવા નહિ પ્રભુને વિરાજવા લાયકહ્રદય બનાવવા માટે તેને પવિત્ર કરવાની જરૂર છે કારણ કે કોઇ મોટો માણસ આપણે ઘેર આવનાર હોય ત્યારે તેને રહેવા માટે સ્વચ્છતા સબધી કેટલી કાળજી રહે છે? તો ઇશના પણ ઇશને વિરાજવા લાયક પવિત્ર અતઃકરણની જરૂર છે અને ખોટા વિચારોથી અતકરણ મલીન થાય છે તેથી તેમાં પ્રભુનો આવેશ કદિ પણ થતો નથી.

૪ લૌકિક ઘર, ધન, સ્થિતિ સંબંધી ચિંતા કોઇ વખત કરવી નહિ કારણ કે પ્રભુ સર્વ સમર્થ છે તેનુ કર્યું થાય છે તો વૃથા ચિંતા કરવાથી કાંઇ અર્થ સરતો નથી ઉલટુ પ્રભુના સેવા સ્મરણમાં વિક્ષેપ પડે છે અને તેથી જેને માટે ચિંતા કરીએ તે સિદ્ધ થતુ નથી અને બને બાજુથી હાનિ થાય છે

૫ પ્રભુ સર્વના સ્વામી છે તેથી સર્વને સુખ આપવાવાળા છે તેમા પોતાના ભક્તને તો જરા પણ વિસરતા નથી.

૬ દુઃખની વેળાએ સદા ધીરજ રાખવી કેમકે જેમ સુખ અસ્થિર છે તેમ દુઃખ પણ અસ્થિર છે તો તેની અવધિ પૂરી થતાં ચાલ્યુ જ જશે દુઃખ એ પણ માણસની ઉન્નતિમાં સહાયક છે કારણ કે એક ને એક બાજુમા ( સુખમાં ) રહેલાને કસોટી વગર ઉન્નતિ થઇ શકતી નથી.

૮ હમેશાં વિવેક અને ધીરજ રાખવી અને પ્રભુનો આશ્રય કદી પણ મનથી છોડવો નહિ પ્રભુ સર્વ કરવાને સમર્થ છે તો તેના આશ્રયે જે રહે છે તેનુ અનિષ્ટ કદી પણ કરતા નથી કદાચ પરિક્ષાર્થ અથવા અનિષ્ટ નિવૃત્તિને અર્થે કાંઇ વિપરીત બતાવે ! તો તેવા સમયમાં પણ પ્રભુ મારા ભલાને માટે કરે છે એવુ અનુસંધાન રાખી પ્રભુનોજ આશ્રય રાખી દ્રઢ રહેવું તો ભગવાન કે જેનુ નામ હરિ છે તો તે ભક્તના દુઃખોને નિશ્ચય હરશેજ.

૮ હમેશાં સત્સંગ કરવો એટલે જે સદા શરીરથી તેમજ મનથી પવિત્ર હોય અસત્ય અથવા મિથ્યા ભાષણ કરતા ના હોય પ્રભુમાં પ્રીતિ હોય, પ્રભુ સેવામાં તથા કીર્તનકથામાં તત્પર હોય, સકળ વિશ્વમાં સમાનભાવવાળા હોય, સર્વનું દુઃખ દેખી જેનુ અંતઃકરણ ખેદ પામતુ હોય, પ્રભુ ઇચ્છાથી સત્ય માર્ગે જે પ્રાપ્ત થાય તેમાં સંતોષ વાળા હોય તેવાઓનો સંગ કરવો

# વિજ્ઞાપના.

આજના સમયમાં સ્વધર્મ સંબધીનું અજ્ઞાન દૂર કરવાને માટે પુસ્તકો શિવાય બીજુ કાંઇ પણ સાધન ન હોવાથી ધર્મને સમજાવ નારાં આવાં નાનાં નાનાં પુસ્તકો બહાર પાડી જેમ બને તેમ વૈષ્ણુવોમાં ફેલાવો કરવાનું યોગ્ય ધાર્યું છે તો આ પુસ્તક જેના હાથમાં આવે તેણે એનુ ફરી ફરીને વાંચીને અવગાહન કરી તેમાં કવીએ શું તત્વજ્ઞાન બતાવ્યું છે તેનો વિચાર કરી મારા પ્રયત્નને સફળ કરશો કદાચ એ પુસ્તક વાંચ્યા પછી આપને નિરૂપયોગી લાગે તો ફેકી ન દેતાં બીજા વૈષ્ણુવોને આપશો અને તે પણ ન બને તો મને મારા ખર્ચે પોતાને ના પસંદ થવાનું કારણ જણાવી પાછુ મોકલી આપવા કૃપા કરશો.

આજકાલ મનને અસ્થિર કરનાર અનેક તરેહના ઉપાધિ ખડા થાય છે તે તરફ લક્ષ ન આપતાં અને શ્રી મહાપ્રભુજીએ બતાવ્યું છે તેમ સામાના દોષ ન જોતાં અને કોઈ પણ ધર્મની નિંદા ન કરતાં આપણે કોણ છીએ અને આપણો ધર્મ શું છે તે વિચારીને અને બીજાના અભિપ્રાયો તરફ ન દોરાતાં પોતે પોતાના કર્તવ્યનો નિશ્ચય કરી લઇ તે પ્રમાણે વર્તન કરવું યોગ્ય છે અને તે પોતે કરેલો નિશ્ચય જાહેરમાં મુકાવો તે વાતને હું શ્રેષ્ટ માનું છું.

વળી વિશેષમાં જણાવું છુ કે " **વાડામાંથી પાડુ એક** " એ ગુજરાતી બીજી ચોપડીની કેહેવતનો વારવાર વિચાર કરી એ કવિતામાં તત્વ સંબધી શું રહસ્ય સમાયેલુ છે તે નિશ્ચય કરી પોતાના મનરૂપી જ્યોતિને સ્થિર કરી સત્યયુગથી અત્યાર સુધી ચાલતો આવેલો નિયમ એટલે કે "માયે બતાવ્યો તે બાપ" એમ કહેવાને જરાપણુ સંકોચ તેમજ સંદેહ નહીં રાખી બહાર પડવા ચુકવુ નહિ.

આજકાલ સુધારાનુ બહાનુ કરી જાહેર પડનારા પોતાના દાંભિક-પણાને લીધે આગળ વધવાને બદલે પાછળ પડે છે એમ મારૂં માનવું છે તેઓ પોતાના ઘરની અંદર આગ લાગી હોય તેને ના હોલવતાં પારકા ઘરને બચાવવા જવા જેવું કરે છે તેના જેવી મૂર્ખતા બીજી કઇ કહેવાય.

કેટલાક લોકો એમ ધારે છે કે અમે દુનીઆનું ભલું કરીશુ એ કેવળ ભૂલ છે કારણ કે આપણાથી કોઇનુ કાઇ પણ ભલુ થઇ શકવાનું નથી કેમકે સર્વ નિયંતા પૂર્ણપુરૂષોત્તમે દયાની દોરી પોતાના હાથમાં રાખેલી હોવાથી બીજા કંઇપણ કરવા સમર્થ નથી. માટે ખરો મુદ્દો તો એવો છે કે આપણાથી કોઇનું બુરૂ ન થાય તેનો હમેશાં વિચાર રાખવો, અને કોઇની પણ અંતઃકરણની લાગણી આપણાથી ન દુખાય તેમ વર્તવું એજ સર્વથી ઉત્તમ મત મને તો લાગે છે.

વૈષ્ણવો ધર્મના કામમાં ઘણું દાન કરે છે પણ મારી સર્વને વિનંતી છે કે આપણા પુષ્ટિમાર્ગીય ગ્રંથો છપાવવામાં પોતાની શક્તિ પ્રમાણે મદદ કરવી એ પણ ઘણું અગત્યનું કામ છે એ કાર્ય કરનારી વૈષ્ણવપરિષદ નામની મહાન સંસ્થાને મદદ કરવી કે જે સંસ્થાદ્વારા આપણા માર્ગનું તત્વ જાણવું સર્વ વૈષ્ણવોને સુગમ પડશે અને ભવિષ્યમાં આપણી પ્રજા અન્ય ધર્મીયોના હુમલા સામે બચાવ કરવા શક્તિમાન થશે.

આ પુસ્તક મળેથી તેના ન્યોછાવરને બદલે પ્રકટ કર્ત્તાની પૂજ્ય માતુશ્રી મણીબાઇના જયશ્રીકૃષ્ણ સ્વીકારશો તો મોટો ઉપકાર થશે.

| | |
|---|---|
| મુંબઈ કાંદાવાડી<br>માધવ ભવન, પોરટ<br>નં ૪. | ગોસ્વામીશ્રી ૧૦૮ ગિરધરલાલજી<br>સુરતવાળાના સેવક<br>રણછોડદાસ વરજીવનદાસ પેટલાદી<br>ના જય શ્રીકૃષ્ણ. |